મદ્રેસા મોહમ્મદીયા અરબીયા રાંદેરની શાખા દઅવતુલ-ઇસ્લામ નંબર ૧૩

ખુદા પાક ફરમાવે છે

"ખરેખર દીન (સત્ય ધર્મ) અલ્લાહુપાકના નજીક માત્ર ઇસલામ છે."

સુરા આલે ઇમરાન રેકુ ૨,

# આર્ય ધર્મનું ખંડન

અને

# ઇસ્લામનું મંડન

રચી. છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

મોહમ્મદ હુસૈન બિન હજરત મૌલાના કારી હાફિઝ ઇસમાઇલ

મેનેજર મદ્રેસા મોહમદીયા અરબીયા:

રાંદેર જી.—સુરત

સુરત ખપાટીઆ ચકલા ઉપર આવેલા **સમાચાર** પ્રીન્ટીંગ પ્રેસમાં બળવંતરાય રતનજી દેસાઈએ મેસર્સ વિદ્યાર્થી એન્ડ કાં. માટે છાપ્યું.

માસ ઝિલહજજ સને ૧૩૪૩ હીજરી



આવૃત્તિ પહેલી | ભેટ | પ્રત ૨૦૦૦

મરહુમ હાજી યુસેફ સાલેહ દઅવતુલ ઇસલામ વકફ ફંડ તરફથી ભેટ

# આર્યધર્મનો ખંડન અને ઇસલામનો મંડન.

## શુરૂ ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમકર્તા છે.



સર્વ સ્તુતિ તે પવિત્ર ખુદા માટે છે કે જે હંમેશાથી છે. અને હંમેશા રહેશે. અને દરૂદ તથા સલામ તે ઝાતપર થાઓ કે જેવણ ખુદા તરફથી પ્રકાશ થએલા ચીરાગ થઇ દુન્યામાં પધાર્યા હતા અને ભલા માણસોના દિલોમાં નુરનું અજવાળું ફેલાવી આપ્યું અને જેવણનું પવિત્ર નામ મોહંમદ છે. **સલવાતુલ્લાહ અલૈહે વઅલા આલેહી વ-અસ્હાબેહી ઇલા યવમિદ્દીન.**

એ પછી ખાદેમે કોમ મોહમ્મદ હુસૈન રાંદેરી ગુજરાત દેશના મુસલમાન ભાઇઓની ખિદમતમાં અરજ કરે છે કે એક મુદતથી **આર્યા સમાજવાળાઓએ ઇસલામ મટાડવાનો મનસુબો બાંધેલો છે.** અને વખતો વખત એ વિષે તેઓ પોતાની પુરી કોશિસો કરતા રહે છે. પણ જે ઇસલામનો સંભાળનાર રબ્બુલ-આલમીન (અલ્લાહ) હોય ત્યારે શું આ નાપાક-અપવિત્ર હર્કાત ધરાવનાર પુરૂષોથી **મટી જશેક?**

### "ઈં ખિયાલસ્તો મહાલસ્તો જોનૂં"

તેઓએ જ્યારે જ્યારે ઇસલામ સાથે મુકાબલો (વાદવિવાદ) કીધો ત્યારે તેઓને તેઓના ફાળામાં રૂસવાઇ તથા નહાસવા સિવાય બીજું કાંઇ આવ્યું નથી પણ માણસ જ્યારે બેશરમી અખ્તિયાર કરી નફ્ફટ થઇ જાય છે ત્યારે તે **ચાહે તે કરી બેસે છે.**

આજકાલના ચાલુ દિવસોમાં પણ તેઓએ પોતાની જુની ટેવ પ્રમાણે આગ્રાહ મથુરા વિગેરે જીલ્લાઓમાં ઇસલામનો મુકાબલો કર્યો હતો અને ત્યાંના ઇસલામી ઉલમાઓથી હારી નીચું જોઇ નહાસ્યા હતા અને ફાયદો મેળવવાની જગ્યા સખત નુકસાની ઉઠાવવી પડી, તે આ છે કે જ્યારે તેઓના પ્રચારકોએ ઇસલામની સચ્ચાઇ તથા તેનું સત્યપણા વિષેના ભાષણો ઇસલામી ઓલમાઓથી સાંભળ્યાં તો તેઓમાંથી કેટલાંક ઇસલામના ગુલામ થઇ ગયા હતા (મુસલમાન બની ગયા હતા) અને જે કાંઇ થયું તે કાંઇ જેર જુલમથી થયું નથી.

જ્યારે તે જગ્યાઓમાં તેઓનું કાંઇ વળ્યું નથી અને કામયાબ નહીંથયા અને મદદ તથા ફતેહ ઇસલામને મળી ત્યારે હવે મોઢું ગુજરાત દેશ તરફ ફેરવ્યું અને ગુજરાતમાં જે તેઓએ પોતાના ધર્મ ફેલાવવાની હીલચાલ કરી છે તે આપ સાહેબોને છાપાઓથી જણાશે (ખુદાપાક તેઓને વધુ રૂસવા કરે અને તેઓના કરેલાનો ફળ તેઓને ચખાડે.)

પણ સારી રીતે યાદ રાખશો કે મુસલમાનો એવા નિરબળ નથી કે તમારા આવા **લચર ધર્મને** કબુલ કરી લેશે.

અને આ જે તેઓની હીલચાલ છે એથી ઇસલામીઓને કાંઇ પણ નુકસાન થવાનું નથી એટલુંજ નહીં પણ એથી તો તેઓ પોતાના ધરમથી સારી રીતે વાકેફ થઇ જવાના અને ઇસલામમાં પાકા થવાના વળી પોતાની બેભાન નીન્દથી જાગી જશે. મતલબ કે આ તેઓની હીલચાલ ઇન્શાલ્લાહ ઇસલામ માટે નુકસાનકારક નથી. પણ ઘણી રીતે બે મુળ ફાયદો આપનારી વસતુ સમાન થઇ પડશે.

હવે હું આપ સાહેબોની સામે ઇસલામ તથા આર્યા ધર્મ બંનેના બતલાવેલા ધર્મબોધના (અકીદાઓનો) મુળનો નમુનો જાહેર કરી આપું છું અને તેની સાથે આ પણ દેખડાવવા ચાહું છું કે બન્નેમાં ખુદાઇ ધર્મ કયો અને માણસે

બનાવેલો ધર્મ કયો છે. તમોજ ઇન્સાફ કરી લેશો (ખુદાજ મને બસ છે અને તેજ સારૂં કામ કરી આપનાર છે. અને એ વિષેની હું તેનીજ પાસે મદદ ચાહું છું).

આર્યા મુસલમાનોને અને મુસલમાનો આર્યાઓને કહે છે કે! **તમો તે પિયારા ખોદાની ઓળખમાં અધુરા રહ્યા છો.** અને બન્ને એમ ચાહે છે કે તે પિયારાની એટલે ખોદાએ કુદદૂસની ઓળખ કે જ્યાં બુદ્ધી પહોચી શકતી નથી મેળવવી જોઇએ. જેના વિષે તેઓ હમને કહે છે કે તમો તેના માર્ગથી ભટકલા છો અને હમો તેઓને કહીએ છીએ. કે તમો ભટકેલા છો. અને વાત ઘણી નાની છે. જો એનો ચુકાદો અને ફેસલો થાય તો હમે બન્ને જુદા ધરમવાળા એકજ માર્ગે ચાલીશું.

આર્યા અને હમો આ વાતમાં તો એક મતે છીએ કે બુત પ્રસ્તિ નહીં કરવી જોઇએ. હવે જે છે તે ખોદાપાકની પવિત્ર ઝાત તથા તેના પવિત્ર ગુણો (સિફાત) વિષે મતફેર ચાલે છે.

ખોદાપાકની **ઝાત** અને તેની કેટલીક **સિફાતો** (ગુણો) વિષે કેટલીક તે વાતો છે કે જેને આર્યાઓએ માનેલી છે અને હજુવેર તેઓ માનતા ચાલ્યા આવેલા છે. અને જુઓ તો તેઓનું તેવું માનવું તે પાક માલિકના ઉચ્ચા રૂતબાને યોગ્ય નથી, એટલુંજ નહીં પણ તેમ માનવાથી તેના મરતબામાં તેનો ઘટાડો થાય છે અને તેથી તે ખુદા! ખુદા રહેતો નથી.

જ્યારે જે મજહબ તથા જે ધર્મના અકીદાઓમાં એવી વાતો હોય જેથી ખુદાએ કુદ્દુસ (પવિત્ર ખુદા) અને ખરા માલિકની મોટાઇ રહે નહીં અને તે એક સાધારણ માણસ જેવો થઇ જાય ત્યારે શું તેવો ધર્મ સ્વિકારવા લાયક છે? પરંતુ તેથી ખરાબ નબળો અને વધું ખોટો ધર્મ બીજો કોઇ હશે નહીં કે જેમાં ખાલેક મખલુક (ઉત્પન્ન કરનારો અને ઉત્પન્ન થનારો) તથા માલિક અને મમલુક (એટલે માલેક અને માલકીપણાની વસ્તુમાં) કાંઇજ ફરક ન હોય ત્યારે શું તેવા ધર્મને કોઇની પણ અકલ કબુલ રાખશે કે?

આર્ય ધરમના તે ખોટા અકીદાઓ કે જેને માણસ પોતાનો ધરમ સમજી બેસે જેનો નમુનો નીચે છે ત્યારે પછી તે આર્યો થયા પહેલાનો પાપી (નવો આર્યો) સત્ય માર્ગ તથા મુક્તિ મનર્ગ મેળવનાર થાયજ ક્યાંથી કે જેને તમો આર્યાઓ અશુદ્ધીથી શુદ્ધીમાં લાવવાના શબ્દે ચરચાઓ છો? જવાબ આપો.

## આર્યાઓના અકીદાઓ.

૧ આર્યાઓનો આ અકીદો છે કે **ખુદા** અને પ્રકૃતિ (માદ્દો) અને **જીવ** (રૂહ) **અનાદી** તથા કદીમ છે. અને પરવરિશ તથા પાલવાના ગુણમાં તેમજ બીજા ગુણોમાં તે તંદેવમાં કાંઇ ફેર નથી (એટલે સર્વના ગુણો એકજ રીતે છે) ઉર્દુ સત્યાર્થ પ્રકાશ પ્રષ્ટ ૭૪ લીટી ૨૨

૨ આર્યા અને દયાનંદજી આ વાતનો અકીદો રાખે છે કે કુદરતી ઉસૂલને (એટલે કુદરતી રૂઢી પ્રમાણે જેમ દુન્યા ચાલી આવે છે) તેને ખુદા ફેરફાર કરી શકતો નથી જેમકે અગ્નિ ની ગરમી પાણીના થંડક વિગેરે જેટલી વસ્તુઓ માદ્દી (પ્રકૃતિ) છે તેઓના રખાયલા ગુણોને તથા તાસીરોને પ્રમેશ્વર પલટાવી ઉલટું કરી શકતો નથી સત્યાર્થ પ્રકાશ આવૃત્તિ બીજી પૃષ્ટ ૮૧

સત્યાર્થ પ્રકાશમાં છે કે ખુદા ઇલ્લત વગર. મખ્લુકને ઉત્પન્ન કરી શકતો નથી. (એટલે કોઇ ચીજના ઉત્પન્ન કરવામાં આગળ જ્યાંસુધી પહેલી કોઇ ચીજ ન હોય ત્યાં સુધી આ બીજી વસ્તુો ખુદા ઉત્પન્ન કરી શકતો નથી. મતલબ આ છે કે તેની કાંઇ પણ જડ હોતા વિના ખુદા નેસતીથી હસતીમાં લાવી શકતો નથી.

૪ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૯૩ લીટી ૬ ઉપર છે કે પરમેશ્વરને ત્રણેવ ઝમાના (ત્રીકાળ)

નો જાણનાર કહેવું તદન જહાલત (મુર્ખાઇ) નું કામ છે.

૫ સત્યાર્થ પ્રકાશમાં છે કે ખુદા પાપીના પાપને વગર સઝા આપે માફ કરી શકતો નથી, મતલબ આ છે કે ઉમર ભરમાં જે તેણે પાપ કર્યા હશે તેની સઝા તેને જરૂર ભોગવવીજ પડશે.

**હવે** આપણે ઇસલામી અકીદાઓને તપાસીએ અને તેના નમુનાઓ પણ તમારી સામે લખું છું. જેથી તમને સત્ય શું છે તે જણાય આવશે.

## ઈસલામી અકાએદ

૧ કુરઆન શરીફમાં છે કે ખુદાના ગુણોમાં કોઇ ભાગીદાર નથી અને તે સિવાઇ કોઇ અનાદી (અઝલી) નથી.

૨ કુરઆન શરીફમાં છે કે અલ્લાહ તઆલાને દરેક રીતે શકિત છે. જેમકે જે વસ્તુને તેના કાર્ય જેવા તેને ગુણો આપી ઉત્પન્ન કર્યા છે. તેમજ તેના ગુણોને તે તેમાંથી નેસત અને નાબુદ પણ કરી શકે છે. જેમકે અગ્નિમાંથી તેની ગરમી અને પાણીમાથી તેની સરદીને દૂર કરી શકે છે.

૩ કુરઆન શરીફ શીખવે છે કે ખુદાજ નેસતીથી હસતીમાં લાવનાર છે.

૪ કુરઆન શરીફમાં છે કે તે માલેક ત્રણેવ ઝમાનાનો જાણકાર એટલુંજ નહીં પણ સર્વ ઉત્પન્ન થનારી વસ્તુઓનો જાણકાર છે. તેની જાણથી ત્રીકાળની કોઇ વસ્તુ વેગળી નથી.

૫ કોઈ ગમે તેવો ગુન્હો (પાપ) કરે અને ખુદાની તોબા કરી તેની માફી ચાહે તો તે બદલો લીધા વગર માફ કરી શકે છે. (કુરઆન શરીફ.)

**મજકુર પાંચ અકીદાઓ આર્યાઓના તેમજ મુસલમાનોના એક મુનસિફ માણસની સામે લખીજાહેર કીધાં છે. તે વાંચી જાણી શકે છે કે ખુદાનું દયાળુ હોવું અને તેની પવિત્રાઇ અને તેની મોટાઇ ક્યા** ધર્મમાં લખાયાં છે. આયાઓના તે પાંચ નંબરો જે આપની સામે મુકાયા છે તે તો માત્ર નમુના દાખલ છે નહીંતો તેઓના બધાંજ એવા એવા અકીદાઓ છે કે તેથી ખુદા ખુદાજ રહેતો નથી અને દુન્યાની વસ્તુઓ કરતાં પણ નિર્બળ તથા કમતી જોવામાં આવે છે.

**જે જમાઅતમાં ખુદાની મોટાઇ અને તેની ઉંચ તથા તેનું માન ન હોય તે** જમાઅત (ટોળું) કદી સત્ય **માર્ગ ઉપર થઇ શકતું નથી. એટલુંજ નહીં પણ તે ગુમરાહ** તથા ભટકેલાં છે.

એ વતરીક બીજું વિચારવાનું આ છે કે આર્ય ધરમમાં પાપો માફ થઇ શકતા **નથી** ત્યારે તે પાપની સઝા ભોગવવી નક્કીજ **થઇ** અને તે સઝામાં બીલાડું કુતરૂં સુવ્વર **ડુક્કર** ગધેડું બનવું પડશે તો પછી આ ધર્મને બીજા ધર્મ વાળો જેમકે મુસલમાન શા **માટે** કબુલ કરીલે-કારણકે એક ધર્મ છોડી બીજા ધર્મને માણસ ત્યારેજ પસંદ કરે છે કે બીજો ધર્મ તેને નજાત તથા મુકિત અપાવતો હોય અને પહેલો ધર્મ મુકિત અપાવતો ન હોય તો હવે એક મુસલમાન કે જેણે એક લાંબી મુદ્દત સુધી ખુદાને એકજ જાણ્યો તથા કદીમ-અઝલી એટલે અનાદી તેનેજ માનતો રહ્યો અને ખુદાના જે જે ગુણો છે તેઓને વિષેશ કરી તેમાજ માન્યા અને અનબિયા (અલૈ) તથા ખાતેમુન નબીય્યીન હજરત મોહમ્મદ મુસતફા (સલ)ને ખુદાના રસુલ સમઝયા અને આસમાની સર્વ કિતાબોને સત્ય માની હોય અને કુરઆન શરીફને ખુદાની કીતાબ માની હોય અને ફરિશતા તથા છેવટના દીવસ અને તકદીર ઉપર ઇમાન લાવ્યો હોય તો હવે તે મુસલમાન આર્યાઓના અકીદા મુજબ સખત પાપી છે. અને ખુદાને ભુલેલો તથા ખોટા માર્ગ ઉપર ચાલેલો છે અને તેણે તે મુદ્દતમાં તરેહ તરેહનું ગોશત તથા અરબીઓનું, તિક્કા કબાબ ભુંજી ભુંજીને ઉડાવ્યા કીધું

ત્યારે હવે એના આ પાપનું કાંઇ ઠેકાણું છે એટલુંજ નહીં પણ તે ઘણો પાપી અને ગુન્હાગાર છે દુન્યામાં તેથી વધું પાપી બીજો કોઇ નથી. હવે તેવો માણસ જો આર્યો થયો (ખુદાની પનાહ) તો તે કયા ફાયદા માટે. દુન્યાનું નુકસાન તો આ છે કે ગોશત છુટું અને મરવા પછી આખેરતનું નુકસાન આ છે કે તે મરીને સુવ્વર કુક્કર થવાનો ત્યારે જે ધર્મમાં ખુદાની નેઅમતો ખાવાથી અભાગ્ય રહેવું અને મરવા પછી સુવ્વર કુતરો વિગેરે બનવું પડે તેને માણસ કેમ કબુલ રાખશે ?

## હવે જરા ઇસલામી શિખામણ જોઇ લો.

(પારહ ફમન અઝલમ રોકૂ ૩) ખુદા પાક ફરમાવે છે "ઓ મહારા ગુન્હાગાર બંદાઓ મારી રહમત થી તમો નાઉમ્મેદ નહીં થઇ જાઓ ખરેખર બધાં ગુન્હા બક્ષી દેશે અને ખરેખર તે ખુદા મોટો મહેરબાન અને દયાળુ છે" અને આ આયત તે વેળા નાઝિલ થઇ કે જ્યારે મક્કાના કાફરોએ ઇસલામ લાવવાનો ઇરાદો કીધો હતો ત્યારે તેઓએ જનાબ મોહમ્મદ મુસ્તફા (સલ)થી પૂછયું કે જો હમો ઇસલામ લાવીએ તો શું હમારા આગલા ગુન્હાઓ જે હમોએ કર્યા છે જેમકે બુત પ્રસ્તિ વિગેરે તે માફ થશે કે નહીં? જો માફ થાય નહીં તો હમને ઇસલામની કાંઈ જરૂરત નથી. કારણ કે ફરી ઇસલામ કબુલ કરવાથી લાભ શું થયો ! અને જો માફ થાય તો ખરેખર હમો ઇસલામ લાવીએ છીએ. તે વેળા આ આયત નાઝિલ થઇ હતી અને ફરમાવી દીધું કે તે બધાં આગલા ગુન્હાઓને ઇસલામ નો કલમો મટાવી દેશે. ત્યારે તે લોકો મુસલમાન થયા અને ઇસલામની સચ્ચાઇ તેઓના દિલો ઉપર જમી ગઇ.

હવે પાછા આપણે આર્યા ધર્મના ચોપાડી ઉપર જરા નીગાહ નાંખી તેઓની દિલ બેહલાવનાર રચેલા માર્ગને તપાસીએ તો કાંઇ વધુ સાર જોવાનો મળશે. આ એક એવો ધર્મ છે કે એમાં જો કોઇ હોશિયાર માણસ પોતાની જેટલી ઘેરી નિગાહે જોય વિચાર કરશે તેટલું તેને એમાં તદન પોકળ જણાશે અને એ ઉપર પોતાની નફરત ભરી હંમેશની નીગાહ નાખવા વિના રહેશે નહીં.

હમો તમને એઓના ઘડી કહાડેલા મસલાઓમાં નિગાહ નાખવા અરજ કરીએ છીએ જોઇ લો શું મઝાનો તે મસલો છે, અને તે નિયોગનો મસલો છે કે જરૂરત હોય તો કોઇ સ્ત્રીને રાજી કરવા નજરબાજીથી ઇશારો કરી તેના ઘરમાં જઇ રાતના આરામ કરી લે, અને કોઇ સ્ત્રીને પુરૂષની જરૂરત હોય તો બજારમાં આવી તેને જે ખુબસુરત નજર પડે તો તેને કહી દે કે હું તારી ઇચ્છા રાખું છું મારૂં દિલ ઠંડુ કરી આપ. હવે તો સર્વ તરેહની મઝામાં મઝા જેનું મન ચાહે એક બીજાથી મઝા ઉઠાવી લે કાંઈ રોક ટોક નથી સ્ત્રીનો ધણી કાંઇ કરી શકતો નથી. લાચાર છે કારણ કે દયાનંદજી મહારાજનો કહાડેલો ધર્મનો મસાલો છે કોઈ આર્યાને એમાં જરાએ બોલવાની જગ્યા નથી. છતાં કોઇ આર્યા એ વિષે કાંઇ વિરૂદ્ધ બોલ્યો હોય તો આર્યા સમાજવાળાઓમાં તેની નિન્દા થાય છે કે ફલાણો અથવા ફલાણી ધર્મ પાળતાં નથી.

હવે આપ સાહેબો પોતેજ ઇનસાફ કરી જરા કહદો કે શું આ ધર્મ માણસ જાતીનો છે કે ભેંસ બળદીયાઓનો છે જે કામો માણસ સીવાય બકરાં ગધેડાંના હોય તેવા કામો આ ધર્મ શિખવે છે કે જેમાં તદન બેહયાઇ, બેશરમી, બેગેરતી, છે, અને તેની પણ હદ થઇ ગઇ, કારણ કે દુનિઆમાં આવા ધર્મનો બેશરમી તથા બેહયાઈમાં આ પહેલો નમુનો છે. એટલે હવે બેશરમીની છેલ્લી હદ બીજી શું હશે!

જે માણસ આર્યો થયો તેને આ વાત યાદ રાખવી જોઇએ કે પોતાની સ્ત્રીને બધાઓ

માટે ધર્મશાળાની જેમ વકફ કરવી પડશે. અને તે જ્યાંથી ચાહે ત્યાંથી બચ્ચું મેળવી શકે છે પણ નામ તેનુંજ થવાનું કે જેની તે સ્ત્રી હોય.

**હવે ઇસ્લામની શિખામણ જોશો.**

(કુરઆન પારો ૧૫ મો) ખુદા ફરમાવે છે કે "પારકાની સ્ત્રિ નજીક જાઓ નહીં કારણ કે આ ઘણીજ બુરી વાત છે, અને બુરો માર્ગ છે." વ્યભિચાર તો શું પણ પારકી સ્ત્રિને જોવું પણ ઇસલામે હરામ કહેલું છે.

ઇસલામની ખુબી તેની પ્રહેજગારીની શીખામણથી જાહેર થાય છે. અને આર્યા ધર્મ શું છે એક નાપાક અને બેહયાઇ વાળી જુવાનોની એશ પુરી કરવા (મઝા ઉડાવવા) નો સાધન છે હવે જો કોઇ મુસલમાન માણસ આર્યા થાય તો તેથી આર્યાધર્મ વાળા એમ સમજી પડે નહીં કે તેણે હમારો ધર્મ સત્ય સમજ્યો છે જેથી તે આર્યા બન્યો છે પરંતુ તેણે કોઈ આર્યધર્મની ખુબસુરત હસીન સ્ત્રિ જોઇ હશે અને તેથી તે પોતાની ઇચ્છા પુરી પાડવાની ખાતર પોતાનું ઇમાન ખરાબ કર્યું હશે બીજું કાંઈ નથી. કારણ કે ઇસલામમાં તો માત્ર જોવું સુધ્ધા હરામ છે અને સ્ત્રિ માટે જો માલદાર હોય તો પરદા કરવું અને ગરીબ હોય તો (મોઢાનું કપડું નીચું રાખી) પોતાની લાજ સંભાળવી અગત્યનું છે વળી નફસપ્રસ્તી છોડી ખુદાપ્રસ્તી કરવું ફરજ છે જેથી તમો પણ સમજ્યા હશો કે તેજ મુસલમાન આર્યો બનશે કે જેણે નફસ પ્રસ્તી અખ્યાર કરી હોય.

જો કે આ ચોપડીમાં મારી મતલબ ટુકાણની છે. જેથી હું મારા લખાણને લંબાવતો નથી પણ એની સાથે એક કલપીત કેસ જેને મારા બુજરગ માનવંતા હજરત મૌલાના મોલવી મરહુમ ગુલામ મોહમ્મદ હાફિજ સાદિક સાહેબ રાંદેરીએ રચી પોતાની એક ચોપડીમાં છપાવ્યો હતો અને હજારોની સંખ્યામાં છપાઈ બહાર પડયો હતો તેને હું અત્રે લખી મારી ચોપડીને સમાપ્ત કરૂં છૂં જેથી મારા વાંચનારને આર્યા ધર્મનો ખુલાસો તેમ પોકળપણું સારી રીતે ખુલી જશે. અને હરેક મુસલમાનથી મારી આ અરજ છે કે આ ચોપડીને વાંચી આપણા મુસલમાન ભાઇઓને કે જેઓ વાંચી નહીં શકતા હોય તેઓને પણ વકિફ કરી દેશો અને આર્યાઓના ફન્દાઓથી બચાવવાની પુરી કોશિશ કરતા રહેશો

ખુદા ચાહશે તો હવે હું પણ આર્ય ધર્મના ખોટા થવા વિષે વખતોવખત નાંની નાંની ચોપડીઓ કહાડતો રહીશ અને આપ સાહેબોની સામે મુકતો રહીશ. ખુદા પાક મને અને આપસાહેબોને ઇસલામ ઉપર કાએમ રાખે અને આપણી મોત લાએલાહ ઇલ્લલ્લાહો મોહમ્મદુર-રસુલુલ્લાહના કલમા ઉપર થાય આમીન.

---

ફોજદારી કેસ ના. ૧૦૫ તા. ૧૦મી જુન ૧૯૦૯.

કરયાદી દયારામ ઘેલાભાઇ.

વિરૂદ્ધ.

અબદુલ્લાહ રહીમભાઇ.

**દાવા અરજી**

ગરીબ પરવર સલામત હું નીચે સહી કરનાર દયારામ ઘેલાભાઇની નમ્રતા પુર્વક અરજ એ છે કે મુસલમાનો પશુ હત્યા કરે છે અને એ કામ ઘોર ગુનાહનું છે, એથી મારૂં દિલ ઘણુંજ દદરે છે. એ બાબતની વાત સાંભળી મારૂં અંતઃકરણ ધ્રુજે છે તથા અમારા શાસ્ત્ર વિરૂદ્ધ છે માટે આપ મારાપર દયા કરી એ લોકોના આગેવાન અબદુલ્લાહ રહીમભાઈ જે એ કામમાં લોકોને ઉસ્કેરે છે તથા અમારા શાસ્ત્રોના ખોટા ખોટા દાખલા દઇ ભાષણો કરે છે તેને બોલાવી એ કામની તપાસ કરી મને દાદ આપો અને એ કામનો મનાઇ હુકમ કાઢો. હું આપના હકમાં દુવા કરીશ. તા. ૨૦-૫-૦૯

સાક્ષીઓના નામો.
લલ્લુભાઇ ઘેલાભાઇ
ચુનીલાલ મોતીલાલ.
ગુલાબદાસ ફીલાભાઇ,
નૌરોતમ કિપારામ.

અરજદાર.

દયારામ ઘેલાભાઇ (નવા આર્યો.)

ફરીયાદીએ પોતાની અરજીમાં લખેલી હકીકત કસમ ઉપર માજીસ્ટ્રેટની કોર્ટમાં પોતાની જબાનીમાં બયાન કરી અને તેમાં વધુ એમ પણ જણાવ્યું કે હું શાસ્ત્ર સારી રીતે જાણું છું.

## ઉલટ તપાસ

'વકીલ' તમે આર્યા કયારથી થયા ? 'જવાબ' એ વર્ષથી, 'વકીલ' તમે પ્રથમ કયો ધર્મ પાળતા હતા? 'જવાબ' વિષ્ણુ. 'વકીલ' પ્રથમ તમો મુર્તિ પૂજતા હતા ? 'જવાબ' હા. 'વકીલ' તે કામ પાપનું છે ? 'જવાબ' હા. 'વકીલ' આર્યો થવાથી તમારી પ્રથમ કરેલી મુર્તિ પૂજાનો પાપ માફ થયો ? 'જવાબ' નહીં. ખોદા પાપ માફ કરી શકતો નથી. પાપ માફ કર્યાથી તે અન્યાયી ઠરે છે (સત્યાર્થ પૃ. ૫૦૨ વગેરે) 'વકીલ' તો એનો બદલો તમને કંઇ મળશે ? 'જવાબ' બીજા અવતારમાં કુતરું, બીલાડું કે ભૂંડ થવું પડવાનું 'વકીલ' તમો પ્રથમ કયાં રહેતા હતા ? 'જવાબ' મોરા સુંવાળીમાં. 'વકીલ' તમે ત્યાંથી સુરતમાં કેમ આવ્યા ? 'જવાબ' એક ખાસ ગરજ માટે. 'વકીલ' તમે ત્યાં ભુખે મરતા હતા. રોજગાર નહીં ચાલતો તેથી આવ્યા છો ? 'જવાબ' નહીં. ત્યાં તો હું ઘણું પેદા કરતો હતો. હજુ સુરતમાં દુઃખ છે. પણ મારી બીજી મતલબ છે. 'વકીલ' તે કયી મતલબ છે તે કહો ? 'જવાબ' હું રંડાયલો છું અને ત્યાં કોઇ આર્યો નથી. 'વકીલ' તો શું તમો બીજા વિવાહ કરવા આવ્યા છો ? 'જવાબ' નહીં જેમ વિધવા બીજો પુરૂષ કરી નહીં શકતી તેમ રંડાયલો પુનર્વિવાહ કરી શકતો નથી. (સત્યાર્થ પૃષ્ટ ૧૦૭) * 'વકીલ' તો તમો શા માટે આવ્યા છો ? 'જવાબ' દશ સ્ત્રી સાથે નિયોગની ઇચ્છાએ આવ્યો છું ? દશ સ્ત્રી સાથે રંડાયેલો નિયોગ કરી શકે છે. એવી મહાઋષી દયાનંદજીની આજ્ઞા છે. (ઋગ્વેદાદિ પૃષ્ટ ૧૭૨) + કોરટ નિયોગ એટલે શું તે હું સમજ્યો નહી. 'ફરીયાદી' સાહેબ રંડાયલો માણસ બીજાની સ્ત્રી સાથે કે વિધવા સાથે સમ્ભોગ કરી દશ છોકરા મેળવે તે 'કોરટ' [હસીને] આ તો દયાનંદજીએ ઘણું વિચિત્ર લખ્યું છે. રંડાયલાને તો વિવાહથી એક સ્ત્રી મળવાની જગ્યાએ દશ મળી. 'વકીલ' મનુ આ. ૯ શ્લો ૬૦ થી તો એક બાળક માટે નિયોગની છુટ છે તો દશ છોકરાં કયાંથી થયાં ? 'જવાબ' મનુજીને વેદમાંથી એક છોકરું મેળવવાનું સુજ્યું પણ મહાઋષી દયાનંદજી મનુજીથી વિદ્યામાં દશગણા હતા જેથી તેમને દશ બાળક મેળવવાની આજ્ઞા મળી (સત્યાર્થ

* તે ઇબારત આવી રીતે છે. "પૂર્વ અમે લખ્યું છે કે દ્વિજોમાં સ્ત્રી પુરૂષનો એકજ વાર વિવાહ થવો વેદાદિ શાસ્ત્રોમાં લખ્યો છે. દ્વીતીય વાર નહીં (સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૦૭ લી. ૧, ૨) દયાનંદની આ એક એવી વિચિત્ર આજ્ઞા છે જે પર કોઇ આર્યા અમલ કરતો નથી તેઓ બીજા વિવાહ કરે છે. એટલુંજ નહીં પણ પણ વિધવાઓના પુનર્લગ્ન માટે પણ કેટલાકો કોશીશ કરે છે. ગુ. મો.

\+ તે ઇબારત આવી રીતે છે "હે સ્ત્રી તું વિવાહી પતિથી લઇને અગિયાર પતિ પર્યંત નિયોગ કર અર્થાત કદાપિ આપતકાલ પ્રાપ્ત થાય તો એક એકના અભાવે માત્ર સંતાનો ત્પત્તિને માટેજ દશ પુરૂષ સુધીજ નિયોગ કરવો. એજ પ્રમાણે પુરૂષ પણ વિવાહિત સ્ત્રીના મૃત્ય પછી સંતાનના અભાવે એક એકના અભાવે દશ વિધવા સુધી નિયોગ કરે" ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૭૨, ૧૭૩ ગુ. મો.

પૃષ્ટ ૧૦૫)× 'વકીલ' મનુ અ. ૫ વિગેરેમાં પશુ હત્યા, માંસ ખાવાનો હુકમ છે કે નહી ? 'જવાબ' હા, છે. પણ તેમાં પાછળથી કોઇએ તે શ્લોક દાખલ કર્યા છે. તેથી હું માનું નહીં.

(૧) સાક્ષી લલ્લુભાઇ ઘેલાભાઇની જબાની, ફરીયાદીના વકીલની તપાસમાં.

મારૂં નામ લલ્લુભાઇ બાપનું નામ ઘેલાભાઇ રહેવાસી બીલીમોરાનો હાલ સુરતનો કસમ ઉપર જણાવું છું કે હું ઇંગ્રેજી ગુજરાતી જાણું છું. મને ધર્મ સંબંધી પુસ્તકો વાંચવાનો શોખ છે. અમારા ધર્મમાં પશુ વધ કરવાનું કે માંસાહાર નથી જેથી કોઇ શખ્સ અમારા ધર્મને નામે કહે કે એઓના ધર્મમાં પશુ વધ છે તો તેથી અમારૂં દિલ દુઃખે. પ્રતીવાદી અબદુલ્લાહ રહીમભાઇ તેવા ભાષણો કરે છે તથા મુસલમાનોને વધ કરવા વિષે ઉત્તેજન આપે છે.

## ઉલટ તપાસ.

**વકીલ** તમે પ્રથમ કયાં માર્ગમાં હતા ? **જવાબ** વિષ્ણુ ? **વકીલ** તમો તે વેળા મુર્તિ પૂજતા હતા ? **જવાબ** હા. 'વકીલ' એ પાપ માટે તમે ખોદા પાસે માફી માંગી છે ? **જવાબ** ખોદા ન્યાયકાર છે તે સજા આપવા વગર ગુનહગારને છોડનાર નથી. **વકીલ** તો તમને પણ તેની કંઇ સજા મળશે ? **જવાબ** હા. પુનર્જન્મમાં કુતરૂં ભૂંડ કંઇ બનવું પડશે. **વકીલ** તમે જ્યોરજ સેલનો કુરઆનનો તરજુમો જોયો છે કે ? **જવાબ** હા. **વકીલ** તેમાં પશુહિંસા માંસાહાર વિષે વાંચ્યું છે ! **જવાબ** હા, તેના ચાપટર કાઉ ચાપટર ટેબલ ચાપટર કેટલ વગેરેમાં પશુહત્યા તથા માંસાહાર લખ્યાં છે. **વકીલ** તમે બીલીમોરાથી અતરે કેમ આવ્યા છો ? **જવાબ** હું નહીં કહે તો કોર્ટ ટમારે કહેવું પડશે આ કોર્ટ છે એમ અહીં ચાલે નહીં. **સાક્ષી** તો ઠીક મારી બાયડી ગર્ભવતી થઇ તેથી અતરે આવ્યો છું. **વકીલ** શું તેનો ઇલાજ કરાવવા આવ્યા છો ? **જવાબ** નહીં. પણ દયાનંદજીએ કહ્યું છે કે સ્ત્રી ગર્ભવતી થયા પછી તેની પાસે એક વર્ષ સુધી નહીં જાય (સત્યાર્થ પૃષ્ટ ૮૫)+ અને એટલા અરસામાં જો નહીં રહી શકાય તો નિયોગ કરે (સત્યર્થ પૃષ્ટ ૧૧૨)* માટે સુરતનો કોઇ આર્યો મારાપર દયા કરી કોઇ આર્યણથી નિયોગ કરાવી દે તે માટે આવ્યો છું. **વકીલ** તો તમારૂં કામ થયું ! **જવાબ** છેતો ઘણી સ્ત્રીઓ અને રાજી પણ દેખાય છે, પણ શરમાય છે, **વકીલ** તમે મહાભારત, મનુ સ્મૃતિ, ગ્રહસુત્ર વાંચ્યાં છે ? **જવાબ હા. વકીલ** તેમાં માંસ ખાવાનું છે ? **જવાબ** હા. છે. ફરીયાદીના વકીલનો સુધારો **તમો તેમ** સાચો છો ? **જવાબ** પણ હું તેને **માનું નહીં** કારણ કે દયાનંદજી માંસ ખાવાની **મનાઇ** કરે છે,

---

× તે ઇબારત આવી રીતે છે. એમ એક વિધવા સ્ત્રી એ પોતા માટે અને બે બે અન્ય ચાર નિયુક્ત પુરૂષો માટે સન્તાન કરી શકે. અને એક મૃતસ્ત્રી પુરૂષ પણ બે પોતા માટે અને બે બે અન્ય અન્ય ચાર વિધવાઓ માટે પુત્ર ઉત્પન્ન કરી શકે છે. એવી રીતે મળી દશ સન્તાનોત્પત્તિની આજ્ઞા વેદમાં છે. સત્યાર્થ પૃષ્ટ ૧૦૫ લી. ૬-૯ ગુ. મો.

+ તે ઇબારત આવી રીતે છે. "જ્યારે મહિના ભરમાં રજસ્વલા [હેજ] ન થવાથી ગર્ભ સ્થિતિનો નિશ્ચય થઇ જાય ત્યારથી એક વર્ષ પર્યન્ત સ્ત્રી પુરૂષનો સમાગમ [જીમા] કદી થવા ન જોઇએ સત્ય. પૃષ્ટ ૮૫ લી. ૬-૯ ગુ. મો.

* તે ઇબારત આવી રીતે છે. "અને ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સમાગમ ન કરવાના સમયમા પુરૂષથી, દીર્ઘરોગી પુરૂષના સ્ત્રીથી ન રહેવાય તો કોઇ સાથે નિયોગ કરીને તેને માટે પુત્રોત્પત્તિ કરી આપે." સત્ય પૃષ્ટ ૧૧૨ લી. ૧-૩ ગુ. મો.

૨ સાક્ષી ચુનીલાલ મોતીલાલ
ફરીયાદીના વકીલની તપાસમાં.

**મારૂં નામ ચુનીલાલ** બાપનું નામ મોતીલાલ **રહેવાસી** ચીખલીનો પણ હાલ સુરતનો, ધર્મ **આર્ય** સમાજ કસમ ઉપર જણાવું છું કે હું **માત્ર ગુજરાતી** જાણું છું. ધર્મ સંબંધી લોકોના વ્યાખ્યાન સાંભળવાનો શોખ રાખું છું **પ્રતિવાદી** સુરત કિલ્લા આગળ ગયા શનીવારે **ભાષણ** કરતો હતો. ગઉરક્ષા વિરૂદ્ધ ભાષણ કરતો **અને** કહેતો હતો કે લોકો તમે માંસ ખાઓ એ **ઘણું** પુષ્ટીકારક છે. હિન્દુ ધર્મમાં પણ માંસ ખાવાનું છે વગેરે વગેરે જેથી હમારી લાગણી ઘણી દુખાઇ.

ઊલટ તપાસ.

**વકીલ** તમે આર્યા સમાજી થયાને કેટલી **મુદત થઇ? જવાબ** બે વર્ષ. **વકીલ** તમે પ્રથમ **મુર્તિ** પુજતા હતા? **જવાબ** હા. **વકીલ** તમે **આ પાપ માફ** કરાવવાની કંઇ તદબીર કરી **છે? જવાબ** ઇશ્વર ન્યાયકાર છે તે મારી બખશી શકતો નથી તો શું તદબીર કરૂં? **વકીલ** તમો હોમ રોજ કરો છો? **જવાબ નહીં**; કારણ કે દયાનંદજીના લખ્યા પ્રમાણે **હોમમાં** દરરોજ આના ચાર ઓછામાં ઓછા ખરચ થાય એ બનવું મુશકેલ છે. **વકીલ** એ પાપ માટે તમને કંઇ ભોગવવું પડશે? **જવાબ** એ પાપથી દયાનંદજીના કહેવા પ્રમાણે હું શુદ્ર **થયો.** ( **સત્યાર્થ** ) અને કુતરા બિલાડાનો અવતાર લેવો પડવાનો. **વકીલ** તમો ચીખલીથી **સુરતમાં રહેવા માટે** આવ્યા છો? **જવાબ નહીં, માત્ર એક કામ માટે** આવ્યો છું. **વકીલ** શું કામે આવ્યા છો? **જવાબ** મારો મીજાજ કદી કદી ઘણો ગરમ થાય છે અને **તેથી** હું મારી સ્ત્રિ સાથે ઘણો કરૂં છું. જેથી તે રીસાઇને સુરત આવી છે તેને લેવા આવ્યો **છું. વકીલ** તે આવવા રાજી થઇ? **જવાબ નહીં**; કારણ કે તેનો વિચાર છે કે સત્યાર્થ પૃષ્ટ ૧૧૧ લી૦ ૧, ૨ નો× લાભ લઇ **નિયોગ** કરી તે સંતાન મારે માથે નાખે અને તે **મારા માલના વારીસ થાય. વકીલ** તમો વૈદક જાણો છો? **જવાબ** હા. **વકીલ** તમો આયુર્વેદ જાણો છો? **જવાબ હા. વકીલ** તેમાં માંસાહાર વિષે લખ્યું છે. **જવાબ હા.** આયુર્વેદ અ૦ ૪૬ સૂત્ર **અસ્તયાન મં.** ૪૩ ૪૮, ૬૦માં માંસ ખાવાના ફાયદા બયાન **થયા** છે. વળી આયુર્વેદ આ. ૩ શરીરસ્થાન વગેરેમાં પણ છે. **વકીલ** બીજા પુસ્તકમાં પણ **તમે** વાચ્યું છે? **જવાબ** હા. મહાભારત સભા પર્વ અ૦ ૪ શ્લો, ૨, ૩ વગેરેમાં છે. **વકીલ** એ વગર બીજા પુસ્તકોમાં છે? **જવાબ** હશે પણ હાલ મને યાદ નથી. ફરીયાદીના વકીલનો સુધારો, આ પુસ્તકોમાં લખેલું છે પણ તમો તેને **માનો** છો? **જવાબ** હું તેને માનતો નથી; **કારણ કે** દયાનંદજી હિંસાની મનાઇ કરે છે.

( ૩ ) સાક્ષી ગુલાબદાસ કીલાભાઇ

મારૂં નામ ગુલાબદાસ બાપ નામ કીલાભાઇ રહેવાસી અંકલેશ્વરનો પણ હાલ સુરતનો ધર્મ આર્યા સમાજી. કસમ ઉપર જણાવું છું કે મને વેદની શ્રુતીઓ સાંભળવાનો ઘણો શોખ છે. ગુજરાતી તથા અંગ્રેજી હું જાણું છું. એ ભાષામાં ધર્મ સંબંધી પુસ્તકો મારાં વાંચેલાં છે. પ્રતિવાદી માંસાહાર વિષે તથા પશુ હિંસા વિષે અને વિસેષ કરી ગૌહત્યા વિષે ભાષણો કરે છે તે સાંભળી મારૂં દિલ ઘણું દુખાયું હતું.

×તે ઇબારત આવી રીતે છે. **"તેમજ** જો પુરૂષ અત્યંત દુખદાયક **હોય તો સ્ત્રીને** ઉચીત છે કે તેને ત્યાગીને અન્ય પુરૂષ **સાથે** નિયોગ કરી સંતાનોત્પત્તિ કરીને **તેજ વિવાહિત પતિનો દાય ભાગી સંતાન કરી લે. ઇત્યાદી પ્રમાણો અને યુક્તિઓથી સ્વયંવર વિવાહ અને નિયોગથી પોતપોતાના કુલની ઉન્નતિ કરે."** સત્ય. પૃષ્ટ ૧૧૧ લી૦ ૧-૩ ગુ. મો.

ઊલટ તપાસ.

**વકીલ** તમને આર્યા સમાજી થયાને કેટલો વખત થયો ? **જવાબ** પાંચ વર્ષ. **વકીલ** તે પહેલાં તમો મુર્તિ પૂજા કરતા હતા ? **જવાબ** હા. **વકીલ** એ વગર બીજા પણ તમારેથી પાપ થયાં હશે ? 'જવાબ' થયાં હશે. 'વકીલ' એની માફી મેળવવા શો ઉપાય કર્યો ? 'જવાબ' કોઇ ઉપાય થઇ શકતો નથી. ખોદા માફ કરી શકતો નથી. 'વકીલ' કેમ ઇશ્વર દયાળુ નથી શું ? 'જવાબ' તે દયાળુ છે પણ તેના અર્થ લોક સમજે છે તેમ નથી. પાપીને સજા કરવી એજ દયા છે. ( સત્યાર્થ પૃષ્ટ ૧૭૧ ) માટે કુતરા બીલાડાનો અવતાર લેવો પડશે. 'વકીલ' તમો અંકલેશ્વરથી સુરત શા માટે આવ્યા ? 'જવાબ' એ વિષે ઘણો લાંબો કિસ્સો છે તમે નહીં પૂછો. 'વકીલ' તમારે કહેવું પડશે. 'કોરટ' (વકીલને) ટમો વળી પાછા નિયોગ વિષે સવાલ કરી કોરટનો વખટ ખોશો. 'વકીલ' સાહેબ એમના કિસ્સાથી મારા અસીલની લાભની વાત નીકળે એવી મને આશા છે. 'કોરટ' ટો ચાલવા ડો. વકીલ કહો શી બાબત છે? 'જવાબ' હું બીમારને બીમાર રહેતો હતો જેથી મને કંઇ સંતાન થયું નહોતું, તેથી મેં મારી બાયડીને કહ્યું કે તું નિયોગ કરી સંતાન મેળવ. (સત્યાર્થ પૃષ્ઠ ૧૧૦)× તે મશ્કરી સમજી મને કહેવા લાગી તમો એવું શું બોલો છો. મેં કહ્યું હું ઠીક કહું છું તું કોઇ વીર્યદાન કરનાર પાસે જા. તેણીએ કહ્યું જાઓ તમોજ ઢુંઢી લાવો. મેં કહ્યું કે ફલાણો મારો મિત્ર તે ઠીક વરણનો છે તેને હું લાઉં છું. તે ઉપરથી તે મારાપર ગુસ્સે થઇ કહેવા લાગી જા ભડવા હું એવું કામ કરીશ નહીં, એમ કહી તે ચાલતી થઈ. લોકોએ તેણીને ઘણીએ સમજાવી પણ તે આવતી નથી. પંડિતોએ કહ્યું કે નિયોગ કરી દશ બચ્ચાં મેળવવાં એ દયાનંદજીની ખાસ શીખામણ છે. પણ તે કહે છે કે હું મારી લાજ સંભાળવામાં દયાનંદજીને કે બીજા કોઇને માનું નહીં. આખરે કોર્ટ કચેરી થઈ, પણ ઘર નહીંજ થયું. હવે હું તંદરૂસ્ત થયો છતાં તે આવતી નથી. સુરતના આર્યાઓની સ્ત્રીઓ કે બીજે કેથેની નિયોગમાં આવે તેવી ઘણીએ છે, પણ મારૂં અંતઃકરણ એ કામને હવે ના પાડે છે. હવે હું એક મુશકીલીમાં છું. દયાનંદજી લખે છે દ્વિજોમાં સ્ત્રી પુરૂષોના એકજવાર વિવાહ થવો જોઇએ (સત્ય. પૃ. ૧૦૭) પણ મનુ અ० ૫ શ્લો. ૧૬૮માં બીજો વિવાહ કરવાની આજ્ઞા છે. બ્રહદારંક ઉપનેશદમાં છે કે મહાઋષી યજ્ઞવલ્કયની બે સ્ત્રી હતી. શ્રીકૃષ્ણજીની આઠ સ્ત્રી હતી. રાજા દશરથની ત્રણ રાણીઓ હતી, અને હું બીજા વિવાહ કરવા ઇચ્છું છું જેથી સુરતના આર્યાઓ સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યો છું. મને તો દયાનંદજીનો નિયોગ ખોટો લાગે છે તેમ એક પુરૂષ બીજી સ્ત્રી નહીં કરી શકે એ પણ ગપોડો લાગે છે. 'વકીલ' તમે વેદ વાંચ્યા છે? 'જવાબ' નહીં. કારણ કે ગુજરાતીમાં નથી. 'વકીલ' ગુજરાતીમાં તરજુમો કેમ નથી કરતા ? 'જવાબ' આર્ય સમાજના ત્રીજા નિયમમાં વેદ ફેલાવવાની ઘણી તાકીદ છે છતાં ગુજરાતીમાં આર્યાઓ તરજુમો કરતા નથી. મુંબઇની મંડલીને ઘણીવાર મેં અરજી કરી પણ કોઇ સાંભળતું નથી. મને લાગે છે કે તેઓ મુસલમાનોથી ડરે છે. 'વકીલ' તમારા ધર્મના પુસ્તકોમાં હિંસા માંસાહાર લખેલું છે ? 'જવાબ' ઘણી જગ્યા લખ્યું છે. પારસ્કાર ગ્રહસુત્ર કાન્ડ ૧ કાન્ડકા ૧૯ના મંત્ર ૭-૧૨માં માંસ ખાવાની વિધિ છે. સાંખ્યાન ગ્રહસુત્ર અ. ૬ ખં. ૧

×એ ઇબારત આવી રીતે છે. "જ્યારે પતિ સંતાનોત્પત્તિમાં અસમર્થ હોય ત્યારે પોતાની સ્ત્રીને આજ્ઞા આપે કે હે સુભગે સૌભાગ્યની ઇચ્છા કરનાર. તું મારા થકી બીજા પતિની ઇચ્છા કર કેમકે હવે મારાથી સન્તાનોત્પત્તિની આશા ન કર ત્યારે સ્ત્રી બીજા સાથે નિયોગ કરીને સન્તાનોત્પત્તિ કરે સત્ય. ૧૧૦ લી० ૮-૧૦ ચ્યુ० મો०

**સૂ.** ૭, **તથા** અશ્વલાયન ગ્રહસુત્ર અ૦ ૧ કાન્ડકા ૨૪ સૂ. ૩૩માં ઘણી તાકીદ કરી માંસ ખાવાનું લખેલું છે. તેમ સને ૧૯૦૯માં ભરુચ શેહેરમાં આર્યાઓ તથા સનાતનીઓ વચ્ચે શાસ્ત્રાર્થ થયો હતો તેમાં આર્યાઓએ એકરાર કર્યો હતો કે મધુપર્કમાં માંસ ખાવાનું છે. ફરીયાદીના વકીલનો સુધારો તમો એ વાત માનો છે? 'જવાબ' એ પુસ્તકોમાં છે એમ હું જાણું છું પણ કોઇ બ્રાહ્મણ ને જાહેર ખાતાં હું જોતો નથી જેથી હું માનતો નથી.

(૪) સાક્ષી નૌરોતમ ક્રિપારામ.

ફરયાદીના વકીલની તપાસમા.

મારૂં નામ નૌરોતમ બાપનું નામ ક્રિપારામ રહેવાસી ઓલપાડનો પણ હાલ સુરતનો ધર્મ આર્યા સમાજ. કસમ ઉપર જણાવું છું કે હું ઉર્દુ તથા ગુજરાતી જાણું છું. પ્રતિવાદીને હું ઓળખું છું તે કદી કદી ઓલપાડમાં આવી લેક્ચર આપે છે તેમાં ઘણું કરીને એના લેકચરો ગઉરક્ષા વિરૂદ્ધ હોય છે. અમારા શાસ્ત્રોના નામ લઇ હિન્દુઓને પશુ વધનો ઉપદેશ કરે છે. જેથી મારી લાગણી તથા બીજા હિન્દુઓની લાગણી દુઃખાય છે.

ઉલટ તપાસ.

'વકીલ' તમો જાતે કણબી છો? 'જવાબ' હા. 'વકીલ' ખેતી કરતાં જીવજંતુ મરે છે? 'જવાબ' સેંકડો મરે છે. **વકીલ** બળદને હળ ખેંચતાં કંઇ દુઃખ થાય છે? **જવાબ** ઘણુંએ દુઃખ થાય છે પણ કરીએ કેમ. સાંજ પડતાં તદન થાકી જાય છે. **વકીલ** તમે પરાણીએ બળદને ગોદા મારો છો? **જવાબ** એ વગર ચાલે નહીં જેથી મારવા પડે છે. **વકીલ** વધ કરવામાં દુઃખ વધારે કે આ કામ લેવામાં? **જવાબ** હું કહીશ નહીં. **વકીલ** નહીં, કહેવું પડશે. **જવાબ** હળ ફેરવવામાં ઘણું દુઃખ, વધ કરવામાં ૪, ૫ મિનિટનું દુઃખ, અને આમાં આખી જીન્દગીનું દુઃખ. **વકીલ** તમો મુર્તિ પૂજતા હતા? **જવાબ પ્રથમ** પૂજતો હતો. **વકીલ** એ પાપની માફી માટે તમે શું કર્યું? **જવાબ** પ્રજાપત્ય વ્રત પાળીઓ (રોજો રાખ્યો) અને ગૌમુત્ર પીધું એટલે પાપ માફ થયો. (મનુસ્મૃતિ અ૦ ૧૧ શ્લોક ૧૦ ૬-૧૦) **વકીલ** દયાનંદ તથા આર્યાઓ કહે છે કે ખોદા પાપ માફ કરી શકતો નથી. અને તમે કેમ પાપ માફ થવાને માનો છો? **જવાબ** દયાનંદની માનેલી મનુ સ્મૃતિના આધારને દયાનંદના મત કરતાં શ્રેષ્ઠ ગણું છું. **વકીલ** બીજો કોઈ આર્યા તમારા મતની સાથે મળતો છે? **જવાબ** મેરઠ નીવાસી તુલસીરામ સ્વામી પણ પાપ માફ થવાને માને છે* કારણ કે મજકુર શ્લોકો તેવણે મોટા અક્ષરમાં લખ્યા છે **વકીલ** તમો નિયોગ માનો છો? **જવાબ** હા. **વકીલ** સુરતમાં લોકો દત્તક લે છે તેમ તમે લો; નિયોગ શા માટે કરો છો? **જવાબ** દત્તક લેવા કરતાં નિયોગ સારો છે. કારણ કે દત્તક તો પારકાનો છોકરો આપણું પેટ પણ નહીં ને પીઠ પણ નહીં. અને નિયોગમાં આપણી પીઠ નહીં પણ આપણી બાઇડીનું પેટ તો ખરૂં. તેથી એ શ્રેષ્ઠ છે. વળી યુરૂપના વિદ્વાનો કહે છે કે ધણી ધણીઆણીની લાંબી મુદત સાથે રહેવાથી તેઓ મળતાં ચહેરાના થાય છે. એટલે કંઇક અંશ આપણો સ્ત્રીમાં જાય છે અને કંઇક અંશ સ્ત્રીનો આપણામાં આવે છે તો તે પ્રમાણે નિયોગમાં સ્ત્રીનું પેટ અને કંઇક અંશને જોતાં આપણી પીઠ પણ છે. **કોરટ** હસીને ઘણીવાર યસ, યસ બોલી **વકીલ** તમે કુરઆન વાંચ્યું છે? **જવાબ** હા. **વકીલ** તેમાં પશુ વધ, માંસાહારનું વર્ણન છે? **જવાબ** મેં ઉર્દુ કુરઆનનો તરજુમો તથા ગુજરાતી

*તુલસીરામ સ્વામીએ મનુસ્મૃતિના પોતાનાં ભાષાંતરના ભુમિકામાં લખ્યું છે કે પાછળથી મેળવી દીધેલા શ્લોકને નાના અક્ષરમા લખીશ. એટલે અસલ શ્લોક માનવાને પાત્રને મોટા અક્ષરમાં લખીશ. ગુ. મો.

કેટલાક તરજુમામાંથી કેટલુક વાંચ્યુ છે તેમાં ગાય કાપવાનું તો બીજા અધ્યાયમાં છે. **વકીલ** કેટલાક આર્યા કહે છે કે કુરઆનમાં પશુ વધ નથી. **જવાબ** તેઓ ખોટું કહે છે. જો તેઓ દયાનંદજીના સત્યાર્થ પ્રકાશના ૧૪માં સમુલ્લાસને વાંચતે તો તેમની ખાત્રી થને કે કુરઆનમાં પશુ વધ છે? **વકીલ** તમે રામાયણ તથા મહાભારત વાંચ્યાં છે? **જવાબ** હા. **વકીલ** તેમાં માંસ ખાવાનું છે? **જવાબ** હા છે. **વકીલ** તમે ઓલપાડથી સુરત શા માટે આવ્યા છો? 'જવાબ' મારી સ્ત્રી ગર્ભવતિ હતી તેથી હું તેની પાસે જઇ શકું નહીં (સત્ય. પૃ. ૮૫) જેથી મેં ૯ સ્ત્રી સાથે નિયોગ કર્યો. (સત્ય. પૃ. ૧૧૧) થોડી મુદત પછી એટલે એક વર્ષમાં દશ સ્ત્રીઓ દશ બાળક જન્મીયો. હવે હું વિચારમાં છું કે મારી બાઇની ઉમર કેવી રીતે કાપીશ. કારણ કે માણસને દશ બાળકથી વધુ સંતાન ઉત્પન્ન કરવાની મનાઇ છે. (ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃ. ૧૭૨) એ વિષે સુરત આવી આર્યાઓથી ખુલાશો માંગુ છું મેં કહ્યું કે આર્યાઓમાં ઘણાઓના સંતાન દશથી વધુ થઇ છે મહાભારતમાં છે કે ધૃતરાષ્ટ રાજાના સો છોકરા હતા વગેરે વગેરે. પણ એનો ખુલાસો હજુ મને મળ્યો નથી. વળી મારી સ્ત્રી કહે છે કે હું આપને કામની રહી નથી માટે હું નિયોગ કરીશ. પણ હવે મારૂં અંતઃકરણ નિયોગ કરવા દેવાને રાજી નથી તેથી તે સુરતના આર્યા વિદ્વાનો પાસે ફરયાદ લાવી છે મેં તેઓને કહ્યું કે એ ભુંડું કામ હું કરવા દઇશ નહીં. કારણ કે મનુ સ્મૃતિ અ. ૯ શ્લોક ૬૦ થી જણાય છે કે માત્ર એકજ બાળક માટે નિયોગ કરવાનું છે. વળી મનુ અ. ૯ શ્લો. ૬૬માં નિયોગને હેવાનિયતનું કામ તથા નિન્દાયુકત ફરમાવ્યું છે. વળી આ. ૯ શ્લો. ૬૮માં નિયોગ વિષે છે કે સાધુ લોકો એની નિન્દા કરે છે. વળી પરાશ્વર ઋષી પોતાની સ્મૃત્તિમાં લખે છે કે આ નિયોગ કલ્યુગ માટે નથી" પણ એનો ખુલાશો હજુ મળ્યો નથી. ફરયાદીના વકીલનો સુધારો. તમે હિન્દુઓનાં પુસ્તકોમાં હત્યા જોઈ તે તમે માનો છો? **જવાબ** હું માનતો નથી.

અત્રે ફરીયાદીના સાક્ષીઓની તપાસ પૂરી થઇ. ત્યારે પ્રતિવાદીના વકીલે અરજ કરી કે અમારા પણ સાક્ષી લ્યો. **કોરટ** ટમારા સાક્ષીઓની કંઈ જરૂરત નડી. **વકીલ** સાહેબ મારા બે સાક્ષીઓ લેશો તો કેસ વિષે ઘણું અજવાળું પડશે તથા એઓને ઉપલી કોરટમાં જવાનું રહે નહી. **'કોરટ'** ઠીક છે. ટમારા સાક્ષીઓના નામ આપો.

સાક્ષી

(૧) મનુ મહારાજ

(૨) સ્વામી દયાનંદ સરસ્વતી

મનુ મહારાજ માટે ખુરસી મુકાઇ તે પર તેવણ બીરાજ્યા! કોરટે તેમને ઘણું માન આપી કહ્યું. મનુ મહારાજ આ કેસ વિષે આપ શું કહેવા માગો છો? **મનુ** મેં મારી સ્મૃત્તિના અ. ૫ માં કયાં જાનવર ખાવાં અને ક્યાં નહીં ખાવાં તે સ્પષ્ટ રીતે લખ્યું છે. અને સાથે અ. ૫ શ્લો. ૪૪માં એમ પણ મેં કહ્યું છે કે જે વધ વેદ પ્રમાણે થાય તેને હિંસા સમજવી નહીં. બીજા અધ્યાયોમાં પણ ઠેકાણે ઠેકાણે મેં પશુ હત્યા લખી છે. **કોરટ** આર્યાઓ કહે છે કે સ્મૃત્તિના જે જે શ્લોકોમાં માંસ ખાવાનું છે એ મનુજીના લેખ નથી. પાછળથી વામ માર્ગીઓએ તે દાખલ કર્યા છે. **'મનુ'** એઓનું કહેવું મીથ્યા છે. જો એઓ સાચા હોય તો પ્રથમની લખેલી સ્મૃતિ લાવે જેમાં એ શ્લોક નહીં હોય. વળી જો મારી સ્મૃતિ એવી હોત તો એઓનો ગુરૂ દયાનંદજી પોતાના સત્યાર્થમાં અનેક ઠેકાણે મારી સ્મૃત્તિથા આધાર નહીં લેતે, તથા સત્યાર્થ પૃષ્ટ ૬૧ માં મારી સ્મૃતિ ભણાવવાનું નહીં લખતે, શું સત્યાર્થ પ્રકાશના રચવાના વખતમાં દયાનંદજી પાસે મારી સ્મૃતિ બીજી તરેહની

હતી અને તે પછી તેમાં કોઇએ ફેરફાર કર્યો છે? વળી અંગ્રેજ સરકારની કોરટમાં હિન્દુઓ વિષે મારી સ્મૃતિ પ્રમાણે ફેસલા અપાય છે અને સઘળા હિન્દુઓ માન્ય કરે છે **કોરટ** તમે પોતે સ્મૃતિ અ. ૫ શ્લોક ૫૧ માં કાપનાર ખાનાર પીરસનાર વગેરે આઠ જણને ઘાતક કહ્યા છે. આથી આર્યાઓ આધાર લે છે કે મનુજી માંસાહારનું કહેતા નથી. અને જે શ્લોકોમાં માંસાહાર છે તે પાછળથી કોઇએ ઉમેર્યા છે. **મનુ** અરે ઇશ્વર! એઓની એવી જાડી બુધ્ધિ છે. અને એવી બુદ્ધિ સાથે પારકા ધર્મવાળાઓનો મુકાબલો કરવા નીકળ્યા! હાય અફસોસ! જ્યારે મેં અ. ૫ શ્લે. ૪૪ માં ખુલ્લુ કહ્યું કે જે વધ વેદ પ્રમાણે થાય તેને હિન્સા સમજવી નહીં, તો શ્લે. ૫૧ના અર્થ આજ થવાના કે વેદ વિરૂદ્ધ જે વધ હોય તે વધના માંસમાં સામેલ થનારા આઠ જણ ઘાતક છે. વળી અ. ૫ શ્લો ૫૧ ની સાથેજ શ્લોક પર છે તેથી પણ ઉપલી મતલબ ઉપર અજવાળુ પડે છે. પણ તેઓ ધ્યાન નહીં આપે તેનો ઉપાય શો? **કોરટ** (ફરયાદીના વકીલને) ટમારે ઉલટ ટપાસ કરવી છે? **વકીલ** ના સાહેબ, આવા મહારાજ ઉપર મારે શંકા કરવી શી તાકાત? મહારાજ જો દિન ને રાત કહે તો મારે ડોકી ઝુકાવી માન્ય કરવું યોગ્ય છે અને પોતાની આંખની કસુર કાઢવી મુનાસબ છે.

સ્વામી દયાનંદ સરસ્વતીની સાક્ષી,

મારૂં નામ દયાનંદ બાપનું નામ હું નહીં કહેતો. 'કોરટ' નહીં કહેવું પડશે. 'દયાનંદ' હું નહીં કહીશ ગમે તે થાય. 'કોરટ' બાપનું નામ છુપાવવાની ટમને શો લાભ છે? 'દયાનંદ' હું તે પણ નહીં કહીશ. 'કોરટ' ટમે કયાંના રહેવાશી છો? 'દયાનંદ' તે પણ હું નહીં કહીશ 'કોરટ, વારૂં ટમારૂં નામ દયાનંદ છે એ ટમારાં બાપે રાખેલું છે? 'દયાનંદ' નહીં મારા ગુરૂ પરમાનંદ સરસ્વતીએ નામ દયાનંદ રાખ્યું છે. એથી પહેલાં બીજા ગુરૂએ મારૂં નામ શુદ્ધ ચેતન રાખ્યું હતું. કોરટ ટમારા મા બાપે નામ રાખ્યું હોય ટે કહો? **દયાનંદ** હું તે નહીં કહીશ. **કોરટ** એથી શો લાભ? **દયાનંદ** તે હું જાણું છું. કહીશ નહીં.

'વકીલ'—તમે તમારી હાલત કેથે છપાવેલી?

'દયાનંદ'—સને ૧૮૭૯-૮૦માં અંગ્રેજી છાપો થેયોસોફસ્ટમાં.

'વકીલ'—ચંડાલગઢમાં તમને સાની અક્લ પડેલી?

'દયાનંદ'—ભાંગની આદત પડી હતી કદી કદી હું બેહોશ પણ થતો હતો.

'વકીલ'—બ્રહ્મનંદ વગેરે પુરૂષોએ આપને શું શીખવેલું?

'દયાનંદ'—મને પૂરેપુરૂં નિશ્ચય કરાવ્યું કે બ્રહ્મ અને મારો આત્મા કંઇ જુદા નથી. મારા દિલમાં એવાત પ્રથમ આવતી હતી પણ એ મહા પુરૂષોએ મારી ખાત્રી કરી આપી કે બ્રહ્મ તે હુંજ છું.

'વકીલ'—હવે તમે તમને શું ગણો છો?

'દયાનંદ'—હું ઇશ્વર નથી તે ઉત્પન્ન કરનાર છે હું ઉત્પન્ન થએલો છું તે નિરઆધાર છે હુંતેનો ગરજવાલો છું. એવાત માનવું ગુનેહ ગણું છું.

'વકીલ'—તો એ પાપોની શીક્ષા તમને મળશે?

'દયાનંદ'—હા, બીજા જનમમાં કુતરૂં બીલાડું કે ભૂણ્ડ વગેરે બનવું પડશે.

'કોર્ટ'—તો તમને કેટલાક આર્યા નિર્ભરાંત માને છે તે કેમ?

'દયાનંદ'—એવું માનનારા મુર્ખ છે, આવા મોટા મોટા મારેથી પાપ થયલા ફરી હું નિર્ભરાંત કેમ થાઉં?

**કોરટ** આ બાબતમાં ટમારો શો મઠ છે? **દયાનંદ** સત્યાર્થ પ્રકાશ પ્રથમ આવૃત્તિ સને ૧૮૭૫ માં છપાયલીના પૃષ્ઠ ૪૫, ૧૪૮, ૧૪૯, ૧૭૧, ૩૦૨, ૩૦૩, ૩૯૯ વગેરે પૃષ્ઠોમાં માંસથી હોમ

કરવાનું યજ્ઞ માટે વધ કરવાનું ગૌમેધમાં બળદ મારવાનું મેં ખુલ્લું લખ્યું છે. વળી મારી સંસ્કાર વિધિ છપાયલું સંવત ૧૯૩૩ ના પૃષ્ટ **૧૧ માં** મેં માંસ ખાવાની આજ્ઞા કરી છે તથા **તેથી થતા** લાભો દર્શાવ્યા છે. એટલે એ બાબતમાં હું મુસલમાનો સાથે મળતો છું.

ફરીયાદીના વકીલનો ઉલટ તપાસ.

**વકીલ** તમે સત્યાર્થની બીજી આવૃત્તિ છપાવી છે? **દયાનંદ** હા. **વકીલ** તેમાં માંસ ખાવાની તથા હિંસા કરવાની નિન્દા કરી છે? દયાનંદ હા. **વકીલ** તો પ્રથમ આવૃત્તિમાં છાપાવાળા તરફથી માંસ ખાવા તથા હિંસા વિષે ઘોંટાલો કરવામાં આવ્યો છે એ વાત ખરી છે? **દયાનંદ** ખોટી છે. જો એવી રીતે હું કે કોઇ આર્યો કહીએ તો મૂર્ખ ઠરીએ. કારણ કે સત્યાર્થ પ્રકાશની પહેલી આવૃત્તિ બનારસમાં સ્ટાર પ્રેસમાં છપાવેલી તેમાં મુનશી હરી બંશલાલ સાહેબનો અધીકાર હતો. તેવણ કદી એવું કામ કરે નહીં. તેમ કરવા દે પણ નહીં વળી રાજા જયકૃષ્ણદાસ બહાદુર સી. એસ. આઇ. ની આજ્ઞાનુંસાર છપાયું છે, અને છપાયા પછી તે પુસ્તકને પેહેલે પાને તથા છેલ્લે પાને તેમની છાપ મારવામાં આવી છે. તો જો પ્રેસવાળાઓ તરફથી ધર્મ વિરૂદ્ધ ફેરફાર કરી છપાયલું હોત તો ફેલાવવામાં આવત નહીં. વળી એ કામ વિશ્વાસઘાતનું છે કે હું કંઈ લખીને આપુ પ્રેસવાળા ઉપર વિશ્વાસ રાખીને અને તે મારા લખાણને બદલીને છાપે તો સરકારી ગુનોહ લાગુ પડને અને રાજા સાહેબ પ્રેસવાળાને પકડાવતે. વળી મારા માણસ **પુરૂદ** તપાસતા હતા એટલે તે તપાસેલા **પ્રમાણે** પ્રેસવાળાને છાપવું ફરજ છે. ફરી તે **ફેરવી શકે** નહી. વળી તે પુસ્તક છપાયા પછી **અમારે** કબજે આવ્યું. અમે તેને વાંચ્યું અમારા **મળતા ભાઇઓએ** વાંચ્યું તો જો તેમાં લખેલી **હત્યા તથા યજ્ઞમાં** માંસ વાપરવાનું જે તેમાં **છે તે અમારૂં લખેલું** નહોત તથા ધર્મ વિરૂદ્ધ હોત તો અમે તે પુસ્તકનો ફેલાવો કરતે નહીં- પણ તેની હજાર નકલો પાંચ વર્ષમાં ખપી ગઇ ત્યાર પછી બીજી આવૃત્તિ છાપી **વકીલ** તમો કહો છો કે સંસ્કારવિધિ સંવત ૧૯૩૩ માં છપાએલીના પૃષ્ટ **૧૧** માં **માંસ** ખાવાનું મેં લખ્યું છે. લો આ સંસ્કાર વિધિ એમાં કઇ જગ્યા છે? **દયાનંદ** આ તો બીજી આવૃત્તિની છપાયલી છે. એમાં એ વાત **નથી? વકીલ** એમાં કેમ નથી? **દયાનંદ** સત્યાર્થની જેમ એમાં પણ મેં બીજી આવૃત્તિમાં ફેરફાર કર્યો છે. **વકીલ** લોકો કહે છે કે છાપખાનાવાળાએ એ વાત પોતાના તરફથી દાખલ કરી છે. **દયાનંદ** એ કદી બનવા જોગ નથી તેના કારણો ઉપર દર્શાવી આવ્યો છું. છાપતાં કોઇ અક્ષરની ભૂલ આવે તથા એક બે લીટી ગફલતથી રહી જાય એ બનવા યોગ્ય છે પણ પ્રેસવાળા તરફથી બે ચાર લીટી વધી જાય એ અસમ્ભવિત છે.

પ્રતિવાદીના વકીલનો સુધારો. **પ્રથમ** આવૃત્તિ અને દ્વિતીય આવૃત્તિમાં **માત્ર માંસ** વિષયનોજ ફેરફાર તમે કર્યો છે? **દયાનંદ** ઘણી બાબતો મેં ફેરવી કાઢી છે. **તેમ માંસ વિષય** પણ ફેરવ્યો છે. જો કોઇ માણસ **પ્રથમ** આવૃત્તિ તથા દ્વિતીય આવૃત્તિના સત્યાર્થને જુએ તો તે કદી કહેશે નહિ કે આ બન્ને એકજ પુસ્તક છે.× **વકીલ** એવો ફેરફાર કરવાનું કારણ? **દયાનંદ** જેવો દેશ તેવો વેશ **પ્રથમ** આવૃત્તિ વખત મારા ગોઠયા **તથા મારા** માનનારા જુદા હતા અને દ્વિતીય વખત કેટલાક શેઠ શાહુકારો બીજા **જુદા** હતા એટલે **તેમ** કરવુંજ જોઇએ **વકીલ** તો હિંસા વિષે હવે

× એ વિષે "આર્યા **સમાજકી** પોલ" ઉર્દુ ભાગ ૩ **જામાં આર્યસમાજ તરફથી** પ્રહ્મા દેશમા ઉપદેશ કર્તા પંડિત **જગદીમાં** પ્રશાદ વરમાં તે નવા **મુસલમાન** અબદુલ અજીજે ઘણું ઉમદા લખાણ કર્યું છે. પણ અફસોસ કે છપાયું નહીં. ગ્રા. એ.

આપનો શો મત છે? દયાનંદ જેવો પ્રથમ હતો તેવોજ છે. અને તે મત ખુલ્લો નહીં પણ ઇશારાથી દ્વિતીય આવૃતિમાં જણાવ્યો પણ છે. અને તેને મોલવી ગુલામ મોહમ્મદ સમજી પણ ગયા છે. અને તેથી મને "સત્યાર્થ પ્રકાશનું ખંડન" માં કેટલીક વાતો સાંભળવી પડી છે. તેમ આર્યસમાજની બે પાર્ટીમાની માંસ પાર્ટી પણ મારી મતલબને સમજી ગઇ છે જેથી તેઓ માંસ ખાય છે એટલુંજ નહીં પણ માંસ ખાવા વિષે ઉપદેશ કરે છે અને એ વિષયમાં ચોપડીઓ બહાર પાડે છે, હવે તે ઇશારા આ છે.

જે કામ કરવું ગુનોહ તે કામ કરાવવું પણ ગુનોહ છે એ ખુલ્લું છે. તો સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૫૫ માં માંસ ખવરાવવાનું લખી માંસાહારનો મેં ઇશારો કર્યો છે. વળી સત્યાર્થ પૃષ્ટ ૪૩૦ માં મેં જૈનોને કહ્યું છે. "પીડા દીધા વિના કોઈ જીવનો કિંચિત પણ નિર્વાહ થઇ શકતો નથી" વળી સત્યાર્થ પૃષ્ટ ૨૪૦, ૨૪૩માં મેં લખ્યું છે. કે ઝાડ પાનમાં માણસોનોજ જીવ અવતારથી ગયો છે. તો જ્યારે પીડા આપવી અગત્યની ઠરી ઇશ્વરે વગર પીડા આપે અમારો ગુજારો રાખ્યો નથી અને ઝાડ પાન ખાઇ રહ્યા છીએ તો એ ઇશારાથી માસ ખાવું સિદ્ધ થાય છે. વળી સત્ય. પૃષ્ટ ૪૩૪ માં મેં પાણીમાં કીડા માન્યા કર્યા છે. અને માઇક્રોસકોપ (સૂક્ષ્મદર્શક યંત્ર) તથા બાઇસ કોપથી જણાય છે કે તે કીડાને હાથ પગ વગેરે પાંચ ઇંદ્રિઓ પણ છે. અને એ પ્રાણીઓને મારવું તો અગત્યનું છે, તે વગર છુટકો નથી અને એવાં ઉત્પન્ન કરવામાં ઇશ્વરની કૃપામાં ફેર પડતો નથી, તો બીજા પશુઓને મારવાનો હુકમ આપવામાં તેની કૃપામાં ફેર પડે નહીં. વળી પ્રથમની આવૃતિની વેળા જે મનુ સ્મૃતિ છપાયલી હતી તેજ હાલમાં પણ અનેક ભાષામાં છે. અને તેના અધ્યાય પાંચમામાં માંસ ભક્ષણ પશુ હત્યા ઘણા વિસ્તારથી લખેલાં છે. છતાં મેં તે સ્મૃતિને બીજી આવૃતિમા પણ આધાર લેવાં લાયક ગણી છે એટલુંજ નહીં પણ ઘણા શ્લોકો તે સ્મૃતિના મેં વાપર્યા છે. આથી પણ મેં ઇશારો કર્યો છે કે તેમાં જે માંસ ખાવાનું છે તે કાયદાસર છે, નહીં તો હું તે સ્મૃતિને વાપરતેજ નહીં એટલુંજ નહીં પણ જેમ બીજા પુસ્તકોની નિન્દા કરી તેમ તેની પણ હું કરતે વળી પ્રથમ આવૃતિના પૃષ્ટ ૩૦૨માં લખ્યું છે કે જો કોઇ પણ માંસ નહીં ખાય તો પશુ પક્ષીઓ વગેરે એટલાં વધે કે જેટલાં છે તેથી હજાર ગણા થાય. ફરી ઇનસાનોને મારવા લાગે અને ખેતરમાં અનાજ થાય નહીં!'* એટલે હત્યા કરવામાં બીજા લાભની સાથે હાનિકારક પશુને દૂર કરવાનો લાભ પણ છે, એજ વાતને બીજી આવૃતિ (પૃષ્ટ ૨૫૫)માં હાનિકારક પશુને મેં મારવાનું લખ્યું છે. વળી સુવાવડીને ખાવા માટે સસરૂતના પુસ્તકનો બીજી આવૃતિમાં હવાલો કર્યો છે, તે પુસ્તકમાં માંસ ખાવાનું છે તેથી પણ ઇશારો કર્યો છે. 'વકીલ' ગાય ઉતમ કે માણસ ઉતમ? દયાનંદ માણસ ઉત્તમ. એજ માટે તે અમારે તાબેદાર છે અને તેથીજ એનું દુધ ઘી માણસ લે છે એના બચ્ચાં બળદને ખેતીમાં ગાડામાં વાપરે છે. તેથીજ મેં માણસને માટે એને મારવાનું લખ્યું છે 'વકીલ' તો ગાયની ખાતર માણસનો વધ કરવા નીકળે તે કેવા? 'દયાનંદ' અણસમજ અને અજ્ઞાની છે. "વકીલ" તમે પોતે ઋગવેદ ભાષ્ય પૃષ્ટ ૨૧૪૯, ૨૧૫૧ માં રૂગ મં. ૧ સૂ.૧૨૧ મં. ૯, ૧૦ માં તથા તેના ભાવર્થમાં ગાય મારનારને મારવાનું લખ્યું છે તે શા માટે લખ્યું? 'દયાનંદ' સ્વરાજ્યના લોભમાં મારેથી

---

*આથી તમો સમજી શકશો કે ગાય પાલવું જેમ લાભકારક છે તેમ તેને મારવું પણ લાભકારક છે એટલુંજ નહીં પણ દુધ ઘી અને મુતની ખાતર પાળવા કરતાં અનાજને માટે મારવું ઘણું અગત્યનું છે શુ. મો.

આ લખાઇ ગયું છે અને મને કંઇ ભાન રહ્યું નહીં. 'વકીલ' તમે સત્યાર્થમાં નિયોગ.

કોરટ નિયોગની બાટ પૂછી ટમે કેસ ઘણો લાંબો કર્યો છે માટે હવે પૂછવાનો હુકમ નહી. આ ઉપરથી વકીલે કેસ બંધ કીધો. વકીલોની તકરારનો વખત નિમાયો. પણ સુરતના કેટલાક વકીલોની ટેવ પ્રમાણે વાદીનો વકીલ હાજર થયો નહી. અને પ્રતિવાદીનો વકીલ એમ કહીને રૂા. ૧૦૦ માંગવા લાગ્યો કે મારે એક ખૂનીના કેસમાં જવું છે માટે હું મારા સો રૂપીઆ ખોટા કરી આવું નહીં. આથી બંને પક્ષ આવા ઠરાવ ઉપર આવ્યા કે કોરટ જેકરે તે ખરૂં તકરાર કરતા નથી.

ન્યાયાધીશનો ચુકાદો.

દયારામ ઘેલાભાઇએ આ કોરટમાં એવી મતલબની ફર્યાદ કરી કે પ્રતિવાદી અબદુલ્લાહ રહીમભાઇ પશુ હત્યા કરે છે તથા ભાષણમાં હિન્દુઓના શાસ્ત્રોનું નામ લઇ હિન્દુઓને પશુ હત્યા કરવાનું તથા માંસાહાર કરવાનું કહે છે જેથી અમારૂં દિલ દુઃખે છે. તે ઉપર લંબાણથી તપાસ કરતાં ખુદ વાદીની જબાનીથી તથા તેના સઘળા સાક્ષીઓની જબાનીથી જણાયું કે પશુ હત્યા હિન્દુઓના શાસ્ત્રમાં છે. અને તે સાક્ષી ના. ૧લો તથા ૪થો વધુ એમ પણ જણાવે છે કે કુરઆનમાં પણ ગૌહત્યા માંસાહાર છે. આ ઉપરથી નિશ્ચય થાય છે કે પ્રતિવાદીએ કંઇ ગુનોહ કર્યો નથી. વળી પ્રતિવાદીએ વગર જરૂરના બે સાક્ષીઓ રજુ કર્યા જેઓ બંને ઘણા મોટા ધર્મગુરૂ છે. તેઓ પણ પોતાની ઝબાનીમાં ખુલ્લું કહે છે કે હિન્દુ ધર્મમાં માંસ ખાવાનું છે. તથા બચાવ ના બીજા સાક્ષીના પુસ્તક સત્યાર્થ પ્રકાશથી સિદ્ધ થાય છે કે મુસલમાની ધર્મમા પણ માંસ ખાવાનું છે. સુધારામાં સાક્ષીઓ જણાવે છે કે હિન્દુ ધર્મમાં માંસ ખાવાતું છે પણ હમો માનતા નથી. એથી પ્રતિવાદીને જરાએ નુકસાન નથી કારણ કે તેઓ નહીં માને એ તેઓની ખુશી પણ તેથી પ્રતિવાદીએ તમારા શાસ્ત્ર વિરૂદ્ધ શું કર્યું ? તેણે તો પોતાના કુરાન તથા તમારા શાસ્ત્રો પ્રમાણે ભાષણ કીધું. અને જ્યારે એ સાક્ષીઓ પોતાના ધર્મના પુસ્તકોને નહીં માને તો ફરી તેઓ હિન્દુ ક્યાં રહ્યા. આ સઘળી વાતોને ધ્યાનમાં લઇ હું પ્રતિવાદીને ઘણા માન સાથે છોડી દઉં છું. આવા મોટા પ્રતિવાદી વિદ્વાનને નકામા તકલીફ આપી તેના બદલામાં રૂા. ૧૦૦ અંકે સો નુકસાનીના વાદી પાસેથી પ્રતિવાદીને અપાવું છું.

ચાલુ કેસમાં નિયોગ વિષે જે અજવાળું પડયું તે વિષે ખાસ વિવેચન કરવા આ જજમેંટમાં હું અગત્યનું જાણું છું. તે એ કે યુરૂપના કેટલાક વિદ્વાનોનો મત છે કે માણસની ઉનંતી ધીમે ધીમે થઇ છે. હજારો વર્ષના સુધારાથી હાલનું માણસ સુધરીને થયું છે. શરૂ પેદાએશમાં તે જાનવર સરખાં હતાં. ફરી ધીમે ધીમે સુધરતાં ગયાં. ધીમે ધીમે સુધારનાર નીકળ્યા* એટલુંજ નહીં. પણ ડારવીન જેવાઓનો તો મતજ આ છે કે માણસની ઉત્પત્તી જીવજંતુઓમાંથી થતી પશુઓમાંથી થઇછે. તો થઇ શકે છે કે મનુષ્યના પહેલાં ઢોરોની જેમ એક બીજાની મા બહેન વાપરતા હોય અને જેમ પશુમાં એ રિવાજ છે તેવો રીવાજ રહ્યો હોય ફરી મનુના વખતમાં સુધારો થઇ વંશ નષ્ટ થવાને વખતે જરૂરતને માટે એક બાળકની ઉત્પતી માટે એ નિયોગ રહ્યો (મનુ ૯, ૬૦) જેમકે સાક્ષી ના. ૧ની જબાનીથી જણાય છે. અને એટલાને પણ હેવાનીયતનું કામ તથા સાધુઓ આગળ નિન્દાયુકત ગણાતું. (મનુ ૯: ૬૬, ૬૮) જેમકે સાક્ષી ના. ૪ની જબાનીથી જણાય છે. અને

* આ વાત ખ્રીસ્તી, યાહુદી, તથા ઇસ્લામી ધર્મ વિરૂદ્ધ છે. આ ત્રણે ધર્મ માને છે કે પ્રથમ માણસ આદમ છે અને તે પૈગમ્બર હતા એટલે સુધારનાર માર્ગ બતાવનાર શરૂથીજ છે અને શરીઅત પણ શરૂથીજ છે. મુ. મો.

ફરી તે નિયોગ તદ્દન મટી ગયો હતો. આ કેસ સિવાય મેં કદી નિયોગનું નામ પણ સાંભળેલું નહોતું, તે દયાનંદજીના ખાસ ઉપદેશથી શરૂ થયો છે. હવે જો એનો પ્રચાર વધ્યો તો યુરોપનો સુધરેલો દેશ હાલ વ્યભિચારને લીધે બગડેલો ગણાય છે, તેમાં ફ્રેંચ દેશ એવો દુરદશામાં આવી પડયો છે કે લોકો પરણવાને પસંદ કરતા નથી અને બહાર ફરવું સામાન્ય થઇ ગયું છે તે પ્રમાણે હિન્દુસ્તાનમાં બગાડો વધશે એવી ધાસ્તી છે. એટલુંજ નહીં પણ તેથી વધારે બગાડો ફેલાશે. કારણ કે યુરૂપમાં તો વિવાહ કર્યા પછી એક તરેહના બંધનમાં રહેવું પડે છે. પણ આ નિયોગ તો પરણેલાઓને વધારે સપડાવે છે, માટે એને અટકાવવાની ઘણીજ જરૂર છે, હું એ નિયોગને વ્યભિચાર માનું છું. પણ મારે અફસોસ સાથે કહેવું પડે છે કે ઇંગ્રેજ સરકારના કાયદા બાંધનારી સભામા બે મોટા ધર્માધ્યક્ષો હતાં છતાં તેઓએ એવા વ્યભિચાર માટે કોઇ રોકાણ કે ગુનોહ ગણ્યો નથી, જેથી દરેક જગ્યા વેશ્યાઓનો વધારો થતો જાય છે. એ કારણથી હું નિયોગ કરનારને પીનલકોડ પ્રમાણે ગુનેહગાર ઠેરવી શકતો નથી, અગરજો મારૂં અંતઃકરણ તેને ગુનાહનું કામ જાણે છે. પણ હિન્દુઓના આગેવાનોને ભલામણ કરૂં છું કે તેઓ પોત પોતાની જ્ઞાતીમાં બંદોબસ્ત કરી કરી એ ભુંડા કામનો પ્રચાર અટકાવે. અને એ વિષે હું વડી સરકાર ઉપર લખાણ કરીશ.

તા. ૧૭મી જુન સને ૧૯૦૯.

એસ. પી જેકબ (યાકુબ)

**છેવટમાં** ખાદેમે ઇસ્લામ મોહંમદ હુસૈન ની મહારા દીની ભાઇઓ સામે એટલી અરજ છે કે આપણાં ગુજરાત દેશમાં આર્યો તરફથી જે જે ચોપડીઓ અથવા પુસ્તકો કે હેન્ડબીલો નિકળે તેને મહેરબાની કરી હમારા ઉપર પોસ્ટની મારફને મોકલવા મહેરબાની કરશો કારણ કે આર્યો જે કામ કરવાના તેને તેઓ બનતા સુધી રાંદેરના ઉલમાઓથી છુપાવવાની કોશિશ કરે છે. આજે તેઓના બધા લખાણોના જવાબો લગભગ ૨૮ વર્ષથી રાંદેરવાળા મૌલાના ગુલામ મોહમ્મદ સાહેબ (રહ) કુતોબખાના સાદેકીય્યહવાળા જેવણે પુસ્તકનારૂપે કે ચોપડીનારૂપે બહાર પાડેલા છે તેનો જવાબ હજુ સુધી તેઓથી થયો નથી એટલુંજ નહી પણ તે પુસ્તકોને મૌલાનાએ ઇંગ્રેજીમાં કરાવી હિન્દુસ્તાન તથા પંજાબમાં પણ હજારો આર્યોમાં વહેંચાવી હતી પણ કોઇએ તેનો જવાબ આપ્યો નથી અને ઇન્શાલ્લાહ હજુ પણ અપાશે નહી.

ખુદા પાકનો લાખ લાખ શુકર છે કે તેણે પ્રધર્મિઓના ખંટનો વિષે જે જે સગવટો અને કમતી હતી તે પણ પુરી કરાવી આપી છે. પણ તે સગવટોને તેની જગ્યા કામમાં લેવાની તોફીક મારા ભાઇઓ વિષે તે માલેકથીજ ચાહું છું. વસ્સલાતો અલન્નબી.

લી૦ મોહમ્મદ હુસૈન
મેનેજર મદ્રેસા મોહંમદીયા અરબિય્યા.
રાંદેર જી. સુરત.



# જાહેર ખબર.

**"તોહફતુલ હિંદ"** નામનું પુસ્તક તેનો તરજુમો ગુજરાતી ભાષામાં થઇ ૫૦ રતલી રોયલ ગલેઝ આઠ પેજી ૨૮૮ પૃષ્ટમાં આવૃત્તિ બીજી છપાયો છે. એમાં કરતાએ માત્ર હિંદુ ધર્મ તથા ઇસ્લામી ધર્મનો મુકાબલો કરી બતાવ્યો હતો પણ ભાષાંતર કરનારે નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્ય સમાજવાળાઓનો પણ મુકાબલો કરી બતાવ્યો છે એમાં માત્ર મુકાબલોજ છે એમ નહિ પણ મુસલમાની ધર્મમાં ખુદાને કેમ માનવો, તથા ફીરસ્તાઓને કેમ માનવા ? પેગમ્બરોને કેમ માનવા ? કીતાબોને કેમ માનવી ? ઇત્ય. તથા પાંચ બીનાએ ઇસ્લામનું વર્ણન છે. ટુંકાણથી નીકાહ, તલાક, હરામ, હલાલ, સલામ, પારકા ધર્મવાળાને નેહોતરૂં કરવું વગેરે પણ છે. પાદરીઓનાં ચોપાનિયાંઓમાં ઇસ્લામના ચંદ્ર ઉપર જે તેઓએ ધુળ ઉડાવી છે, તેનો ઉત્તર આપી તે ધુળ તેઓના પર પાડી છે. અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે દાખલા તરીકે કુરઆનની ફસાહત ઉપર શંકા તે અંજલથી લેવાયલું, કુરાનમાં આત્માને લાયક કંઇ નથી, તેમાં જનતમાં ખાવાપીવાનું લખેલું છે. ચંદ્ર ફાટવાના ચમત્કાર ઉપર શંકા. જેહાદ ઉપર શંકા, એકથી વધુ સ્ત્રીઓ સાથે નીકાહ કરવા ઉપર શંકા, તલાકપર શંકા, દત્તકપુત્ર જૈદ (રઝ) પોતાની સ્ત્રીને મુકી દીધા પછી હજરત મોહંમદ (સલ) સાહેબે તેણીની સાથે નીકાહ કીધા તે ઉપર શંકા, હદીસો પર પાંચ શંકા, મેરજ ઉપર શંકા, નમાઝ પર શંકા, રોઝાપર શંકા, જકાતપર શંકા વગેરે. પારસીઓનાં પુસ્તકોથી હજરત મોહંમદ સાહેબના ભવિષ્યવાદપણાની સાબેતી કરવાથી તથા નોટમાં આર્યાઓનું ખંડન પણ ઘણું વધાર્યું છે. બીજી આવૃત્તીની પ્રસ્તાવના ખાસ વેદના ખંડનમાં જોવા લાયક છે. કીમત રૂા ૩. પોષ્ટ જુદું.

"**ઇજહારૂલ હક**" નામનું પુસ્તક કે જે મોલવી રહમતુલ્લાહ મોહાજેર મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગલેઝ ૫૦ રતલી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યો છે. એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનાર છે. એજ કારણથી અરબી, તુરકી, ફ્રેંચ ભાષામાં ઘણીવાર છપાયું છે. એમાં એક પ્રસ્તાવના છ અધ્યાય છે. પ્રસ્તાવનામાં કેટલીક જાણવાજોગ બાબતો લખ્યા પાદરી ફાનડરની મીઝાનુલ હક્કના કેટલાક ફકરાઓનો જવાબ છે. પેહેલા અધ્યાયમાં બાઇબલનું વર્ણન છે તથા તેની અસલીની, ખોટાઇની સાબેતી છે. બીજા અધ્યાયમાં બાઇબલનાં ફેરફાર થવાનો સિદ્ધાંત તથા પાદરીઓના ધોકાઓના ઉત્તર છે. ત્રીજામાં નાસેખ મનસુખનું વર્ણન છે, ચોથામાં ત્રીદેવનું (તસલીસનું) ખોટાપણું બાઇબલથી તથા અકલી દાખલાઓથી છે. અને ત્રીદેવ વિષે તેઓના લીધેલા આધારોના ઉત્તર પણ છે. પાંચમામાં કુરઆનનું કલામુલ્લાહ થવું સિદ્ધ કરી કુરઆન ઉપર તેઓની કાઢેલી શંકાઓના ઉત્તર છે. તથા એની સાથે હદીસોનો કેટલાક હાલ તથા તે વિષેની શંકાઓનો ઉત્તર પણ છે. છઠામાં હજરત મોહમ્મદ (સલ) સાહેબની પેગમ્બરીની સાબેતી છે, અને એની વચ્ચે બીજી ઘણી બાબતો સમાયલી છે. હજરતની નબુવ્વત ઘણી સારી રીતે તેઓની બાઇબલથી પણ સાબેત કરવામાં આવી છે, કીં રૂા ૩-૦-૦ પોસ્ટ જુદું.

સત્યાર્થ પ્રકાશનું ખંડન કી. રૂા. ૧ા અને ઇંગ્રેજી કી. રૂા ૧ા એમાં આર્યાઓનો ૨૮ છે. ઘણું ખરૂં તેઓના માનેલા પુસ્તકોથી અને ખાસ દયાનંદના પુસ્તકોથી દયાનંદીઓનું ખંડન છે, એને પ્રગટ થયાને ૧૪ વર્ષ થયાં હજુ કોઇએ જવાબ આપ્યો નથી.

**લી૦ અબ્દુર રહીમ બિન મૌલાના ગુલામ મોહમ્મદ હાજી હાફેજ સાહેબ.**

મેનેજર કુતોબખાના સાદેકીય્યાહ મુ. રાંદેર, જી. સુરત.